## જરથોસ્તી છોકરીઓની
## નિશાળ મંડળી.

# બાળપોથી.



રચનાર

દારાશાહ રતનજી ચીચગર,

આ ખાતાંના ઑનરરી સેક્રેટરી.



મુંબઈ:

ધી જમશેદજી નસરવાનજી પીતીત પારસી ઑરફનેજ

કૅપતન પ્રિંટીંગ વર્કસ.

લાલબાગ-પરેલ.

સને ૧૯૦૮ ઈસવી.

# દિબાચો.

આ શરૂઆતની બાળપોથી, ચોપડીની મદદ વગર શીખવવાની નવી રૂઢિ પ્રમાણે અક્ષરો તથા સહેલ શબ્દો તેમજ વાક્યો વાંચતાં લખતાં શીખાડયા પછી બાળકોના હાથમાં દિવસમાં થોડો વખત મૂકવી દુરસ્ત થઈ પડશે. એમાંથી બાળકોની કાયનાતને અનુસરતા સરળ શબ્દો ભેગા લઈ, ઉલટપાલટ મૂકી આપી, તે ઉપરથી સહેલ વાક્ય રચનાની ગોઠવણ રમુજી રીતે શીખવી શકાશે તેમજ શબ્દના અક્ષરો ઉલટાવી યા હેરફેર મૂકી વંચાવવાથી બીજા ખરા બનતા શબ્દો ખુંચી કાઢવા ઉપર તેમનું ધ્યાન દોડાવી શકાશે. શરૂઆતમાં બાળકોને ફકત બૉર્ડ ઉપર લખીને યા અક્ષરોના નકશામાંથી અહીંથી તહીંથી અક્ષરો લઈ, શબ્દ ગોઠવીને વાંચતાં શીખાડવામાં આવે છે તેની સાથે સાથે આ ચોપડીનો પણ ઉપયોગ કરવો ઠીક થઈ પડશે.

આ નાની ચોપડીમાં કાંઇક ચોકસ નેમ રાખીને પાઠો રચી મૂકવામાં આવ્યા છે. એ પાઠોપરથી છોકરાંને બરના બીજા વિષયોના પાઠો શિક્ષક શોધી કાઢી રમુજી રીતે આપવાનો પ્રયત્ન કરવો જોઇએ છે. એવી રમુજી રીતે બાળકોમાં હાસ્ય ઉત્પન્ન કરવાથી તેમની વિચાર શકિતને નવો ટેકો મળતો થશે. તેમજ વળી પાઠો આવી રીતે હેરફેર થતાં એક જાતના આનંદકારક વિસામા સાથે

તેમનું શિક્ષણ મગજમાં બરાબર રીતે ઠસતું જતું આવશે. અને ફક્ત ચોપડીનેજ વળગી નહિ રહેવાથી શિક્ષક અને શિષ્ય બન્ને તાજાં રહી નવાં શિક્ષણમાં મઝા સાથે વાતચીતમાં હળવી શકશે. એથી અરસપરસ વાતચીતનો વ્યવહાર વધે છે. વળી શિક્ષક પોતાનાં આસપાસનાં વાંચનથી અભ્યાસને ચાતુરીથી દીપાવી છોકરાંઓની સમજદારીને અનુસરતો કરવાથી, વિષયમાં રસ ઉત્પન્ન કરી, છોકરાંની નાની શોધક બુદ્ધિને ઉત્તેજન આપી શકે છે. એ રીત રાખવાથી શિક્ષક પોતે પોતાનાં બુદ્ધિબળમાં વધારો કરી શકશે, અને આખરે આ નવા વધારાનો લાભ પાછો બાળકોનેજ મળતો જશે; જેથી શિક્ષકની ઉમંગી મહેનત આગળ જતાં ખચ્ચીતજ સફળ થશે. એટલા માટે બાળ વર્ગોમાં ઉત્તમ પંક્તિના, આનંદી, ઉમંગ ધરાવનાર, ચતુર શિક્ષકોની વધુ જરૂર જોઇ શકાશે. એ બાબેનો વ્યવહારોપયોગી અનુભવ આ આગમચ, શિક્ષકો આ ખાતાંના "નૉરમલ વર્ગ" મધેથી મેળવી શક્યાંછે એટલે તે વિષે અહીં વધુ વિસ્તારીને લખવાની જરૂર રહી નથી.

આ પોથીની શરૂઆતમાં બે અક્ષરી શબ્દો તેમજ (ક) ની બારાખડીપરથી થતા શબ્દોના પાઠો નમુના દાખલ મૂકવામાં આવ્યા છે તે મુજબ એક યા તેથી વધુ અક્ષરોના શબ્દો તેમજ બારાખડીના જુદા જુદા અક્ષરોપરથી ઉપજતા શબ્દો જે બાળકોની જાણમાં આવી ગયા હોય તે તેઓ પાસેજ તેમના મગજમાંથી કઢાવવા ને તેને શુદ્ધ રીતે લખાવવાની શિક્ષકે કોશેશ કરવી.

એ ઉપરાંત પાઠમાં આવેલા દરેક શબ્દો તેના અર્થ સાથ જૂદી જૂદી તરેહવાર રીતે બરાબર સમજી વાપરી શકે તેવી તજવીજ શિક્ષક કરતા રહેવું; તેમજ બાળકને ગમત પડે એવા નાના પાઠ રૂપી વાક્યો તેઓ પાસે બૉર્ડ ઉપર આપણે ત્યાંના ચાલુ રિવાજ મુજબ લખાવવાનો મહાવરો પાડતાં રહેવું. એજ રૂઢિને અનુસરીને ચોપડીમાં સરળ રીતે આપેલી સંખ્યાના ધોરણ મુજબ હિસાબો પણ, ટીપકીનાં બૉર્ડ, દાણાનાં ચોકઠાં વગેરેની મદદથી ફેરવી ફેરવીને તરેહવાર ઉલટપાલટ રીતે ગણાવતાં રહી તેમનું અંકજ્ઞાન મજબુત કરતાં રહેવું. વળી તેમાં પણ રમુજી રીતે 'ગણત્રિ દાખલ કરી બાળકનું ધ્યાન હિસાબ તરફ ખેંચી ધરવાની તજવીજ કરવી.

કેટલાક પાઠોની પછવાડે જે ગાયન વગેરે આપવામાં આવ્યાં છે તે ગવડાવવા ઉપરાંત તેનો સારાંશ સહેલો કરી બાળકોને કેમ આપવો તેને લગતી સુચનાઓ જે શિક્ષકોને સ્પુરદ કરવામાં આવી છે તે ઉપર તેમનું ખાસ ધ્યાન ખેંચવામાં આવે છે.

એ ધોરણને અનુસરીને શિક્ષણ આપવા માટે શિક્ષકોએ પોતાનો અભ્યાસ તથા અનુભવ વધારવાપર ધ્યાન આપવું. તથા બાળકને રસ પડે અને તેઓની સ્મરણ શક્તિ, વિચાર શક્તિ, તથા લાગણી તેમની કાયનાતના પ્રમાણમાં નાના પાયાપર ખીલે એવી રૂઢિ મુજબ આગળ ને આગળ તરેહવાર રીતે વધારો કરતાં રહેવું.

---

# બાળ પોથી.

## પાઠ ૧.

### બે અક્ષરી શબ્દો.

| | | |
|---|---|---|
| કસ. | તજ. | લખ. |
| ખલ. | થડ. | વડ. |
| ગજ. | દમ. | શણ. |
| ઘર. | ધન. | સઢ. |
| ચક. | નખ. | હળ. |
| છટ. | પગ. | |
| જર. | ફળ. | |
| ઝટ. | બસ. | |
| ઠઠ. | ભણ. | |
| ડર. | મધ. | |
| ઢગ. | રસ. | |

## પાઠ ૨.

### (ક) ની બારાખડી ઉપરથી થતા શબ્દો.

| | |
|---|---|
| કબુતર. | કેરી. |
| કાગળ. | કૈ. |
| કિનારો. | કોથળી. |
| કીડી. | કૌવત. |
| કુતરો. | કંકુ. |
| કૂજો. | કાંકરો. |

---

### ગાયન.

સા—રે—ગ—મ—પ—ધ—ની—સા

અ—અ—અ—અ—અ—અ—અ—અ

સા—ની—ધ—પ—મ—ગ—રે—સા

અ—અ—અ—અ—અ—અ—અ—અ

અ—આ—ઈ—ઉ—એ—ઐ—અં—આં

આં—ઈ—ઉ—એ—ઐ—અં—ઓ—આં.

## પાઠ ૩.

પાણી પા.

આવે વા.

ગાયન ગા.

ભણી મા.

પીજા ચા.

પોઢી જા.

રોતી ના.

ઊઠશે બા.

જાગશે ભા.

ડાહી થા.

હાજી હા.

---

## પાઠ ૪.

તીખું મરચું.

ખાટું લીંબુ.

મીઠું મધ.

કડવું કારેલું.

મોળું દહીં.

ખારૂં પાણી.

---

## ગાયન.

મીઠું ને ખાંડ પાણીમાં નાખ્યે
પાણી તે ખાઇ જાય—ખારૂં મીઠું થાય
જીભે તે ચાખ્યે.

## પાઠ ૫.

લીલો પોપટ,

છોડી ખટપટ;

બોલે લટપટ,

કરે પટપટ;

ઊડે ઝટપટ.

---

ચપચપ બોલ.

ઝટઝટ ચાલ.

ધમધમ દોડ.

સપસપ સીવ.

---

## પાઠ ૬.

પીરોજા આવો,

સોય દોરો લાવો;

દાણા મંગાવો,

હસતાં જાવો;

હાર બનાવો,

માતાને પહેરાવો,

ગળું શોભાવો.



## પાઠ ૭.



ગાયની વાત,
કરો ભલી માત;
અમારી સાથ,
મેળવીને હાથ,
ખુશ દીલ સાથ.

---

ગાયનું દૂધ,
મટાડી ભૂખ;
કરે મીઠું મુખ,
આપે બહુ સુખ.

---

વરસાદ આવશે,
પાણી લાવશે;
ઘાસ ઊગાડશે,
ગાયમાતા ખાશે;
ભાઇને દૂધ પાશે,
ભાઈ જબરો થાશે.

## પાઠ ૮.



નિશાળે જઇએ,
ઉમંગી થઇએ;
રમતમાં શીખીએ,
રેતીમાં લખીએ.

---

છોકરાં ચૂપ બેસો.
હસોછો શા માટે?
હસીએ નહિ તો રડીએ?
શિક્ષક હસાવી રમાડી શીખવેછે.

---

### ગાયન.

ચાલો સહુ નિશાળે ભણવાને જઇએ,
ચોપડીઓ, પાટી, પેન સહુ લઇએ.
ઘંટ વાગ્યા પેહેલાં વરગમાં રહીએ,
છોકરાંની સાથે જઈ ઝટ—ઝટપટ.

## પાઠ ૯.

૧, ૨, ૩—હોંસે હોંસે ભણુ.

૨, ૩, ૪—હમણાં વાગ્યા બાર.

૩, ૪, ૫—ધીરે ધીરે વાંચ.

૪, ૫, ૬—૫, ૬, પછી ૭.

૫, ૬, ૭—સાંજ પછી રાત.

૬, ૭, ૮—ધીરે વાંચો પાઠ.

૭, ૮, ૯—ઘોડાને ખવરાવો જવ.

૮, ૯, ૧૦—હવે કરો બસ.

---

## પાઠ ૧૦.

૧૦, ૯, ૮—ધ્યાન દઇને વાંચો પાઠ.

૯, ૮, ૭—દિવસ પછી આવે રાત.

૮, ૭, ૬—૭ પછી ભણો ૬.

૭, ૬, ૫—ઉલટાવીને અંક વાંચ.

૬, ૫, ૪—દશમાં પાંચ છે બે વાર.

૫, ૪, ૩—જલદી જલદી હિસાબ ગણુ.

૪, ૩, ૨—ગીત ગાતાં તાલી લે.

૨, ૩, ૧—આવી પૂગ્યાં નાકે છેક.

---

## પાઠ ૧૧.

વહાલાં કાલે આવજો,
ચા પીશું સંઘાત.
ચોપડીઓ પણ લાવજો,
ફરી ફરીને ગાઇશું,
મેળવી હાથોહાથ.



## પાઠ ૧૨.

સવારના પોહોરમાં જાગો,
દુવા તમે માગો,
કામ કરવા લાગો.
થાકો તમે જ્યારે,
માગો આશાયશ ત્યારે,
માજી આપશે ખરે પ્યારે.
ખુરસીએ અઢેલી બેસો,
ખાવાનું પછી કાંઈ લેશો?



## પાઠ ૧૩.

બદામ દરાખની ખીચડી.
કસબી કોરની સાડી.
બાલ ઓળવાની કાંસકી.
ચોક પૂરવાના દાબડા.
રોટલી વણુવાનું વેલણુ.
દાળ ઘુંટવાની કડછી.
ચીરેલાં નાકાંની સોય.
કાપડ ભરવાનો વાર.
કપડું કાપવાની કાતર.
માથે ભરવાનું તેલ.
પાણી ભરવાની ગાગર.
કપડાં ધોવાનો સાબુ.
મોહું જોવાની આરસી.
બધું ભરેલું ઝભલું.
પાણી પીવાની કળશલી.
મેલાં કપડાંનો કંડિયો.
ચોખા ઉફણવાનું સુપડું.
વા ખાવાનો પંખો.

## પાઠ ૧૪.

લીલો પોપટ રાતી ચાંચ,
હીરામલ પણ તેવી વાંચ.
રંગે રાતી નૂરી હોય,
પાળે તેને પ્રીતે કોય.
કાળી મેના સુંદર અંગ,
ચાંચ પગોનો પીળો રંગ.
કાકાકૌઓ રંગે સ્વેત,
રાખે તેપર સહુ જન હેત.
કાગડાની નજર ચપળ હોય,
ઉડવામાં તે અક્કલ ન ખોય.

## ગાયન.

દશ ન્હાના પોપટ ડાળીપર બેઠા હારેદોર,
એ દશ પગથી પકડી પ્રીતે ચાખે કાચાં બોર;
દશ જોડીઓ પાંખોની છે દશ છે રાતી ચાંચ,
એ સહુનો સરવાળો લેતાં બનશે દશકા પાંચ;
લટપટ પંખી, લટપટ પંખી, સુંદર તું જ શણગાર,
બોલો મિઠું મીયાં બોલો—બોલો જગ કિરતાર.

---

## પાઠ ૧૫.

### એકેકથી ઉલટા શબ્દો.

| | | |
|---|---|---|
| હું—તું. | ઉપર—હેઠળ. | ઉંધું—ચત્તું. |
| હા—ના. | ઉંચું—નીચું. | ઉજરડું—અંધારૂં. |
| આપ—લે. | નાનું—મોટું. | રડવું—હસવું. |
| જા—આવ. | ભારી—હલકું. | લાંબું—ટુંકું. |
| બેસ—ઉઠ. | ગરમ—ઠંડું. | પહોળું—સાંકડું. |
| થોડું—ઘણું. | લીલું—સુકું. | જાડું—પાતળું. |
| આગળ—પાછળ | કાચું—પાકું. | જલદી—ધીરે. |
| | | સારૂં—નરસું. |

## પાઠ ૧૬.

માનાં મા તે મમાઇજી અથવા મોટી મા પણ કહેવાયછે.
બાપનાં મા તે બપાઇજી અથવા દાદી ગણાયછે.
બાપનો બાપ તે મોટા બાવા અથવા દાદો કહેવાયછે.
માના બાપને મમાવા કહેછે.
માનાં બહેનને માસી કહેછે.
બાપનાં બહેન તે ફુઈ કહેવાય.
માના ભાઈ તે મામા થાય.
બાપના ભાઈ તે કાકા કહેવાય.

## પાઠ ૧૭.

ચોખાની રોટલી સફેદ હોયછે.
ઘઉંની રોટલીનો રંગ સામળો કહેવાયછે.
સામળા રંગનાં છોકરાં બતાવો.
સફેદ રંગનાં છોકરાં દેખાડો.
જેના ગાલ ઉપર રતાશ હોય તે છોકરાં પારખી કહાડો.
ખજુર મીઠો અને નરમ છે તે ખાઇ જુઓ.
ખારેક ચીમળાઇ ગઇછે પણ તેમાં મિઠાશ છે.
કપાળે ટીળી કરી ચોખા કેમ ચોંટાડશો ?
ચોખા રંધાય ત્યારે તેને ધાન અથવા ભાત પણ કહેછે.
આ થાળીમાંથી છાલાં સાથના ચોખા ચૂંટી દેખાડો.
નાળિએર ભાગીને કોપરૂં ચખાડો.

## પાઠ ૧૮.

### એક બીજાની સાથે બોલાતા સંબંધ ધરાવનાર શબ્દો.

| | | |
|---|---|---|
| ઘેરબાર. | સોયદોરો. | ઊનરેશમ. |
| સરસામાન | તાળુંકુંચી. | ચોકચાંદન. |
| ખાવુંપીવું. | ભાજીતરકારી. | રાંધવુંસીંધવું. |
| ફરવુંહરવું. | વાસણકુસણ. | ખાનપાન. |
| ધનદોલત. | પૈસાટકા. | ચાલહાલ. |
| બચ્ચાંછોકરાં. | ઝાડપાન. | ઠાઠમાઠ. |
| ખડીઓકલમ. | કામકાજ. | લુગડાંલત્તાં. |

---

## પાઠ ૧૯.

આ ટોપી કોણે ભરી?

એ તો મારી ગુલાંએ ભરી.

શાબાશ! ગુલાં! શાબાશ!

એની ભરત કેવી મજાની છે!

રંગબી બરાબર ગોઠવ્યાછે.

તેથી એ બહુ શોભેછે.

---

## પાઠ ૨૦.

બાવાજીની હું સેવા કરૂં,
મીઠા બોલથી મુખ ભરૂ.
માત પિતાને રોજ નમું,
વખત થાય ત્યારેજ જમું.
ભાઈ બહેન સાથે નવ લડું,
એમ સૌની વહાલી શું નહિ થઈ પડું?

---

## ગાયન.

મુજ બાવાજીને જી,
સહુ તેવણની ખુબી;
મુજ વહાલાંની સાથે,
બસ મોજ કરૂં હુંબી.

## પાઠ ૨૧.

### વાઃરે મારી સ્લેટ.—ગાયન.

વાઃરે મારી નાની સ્લેટ,
વ્હાલાં માતાજીની ભેટ;
સાચવતાં કૈં વરસો જાય,
પડેખડે તો કટકા થાય.
લખી ભુસું હું વારંવાર,
એકજ તું ને લખું હજાર;
એવી ગુણવન્તી તું બેન,
ફક્ત જોઇયે પત્થર પેન.
વાઃ વાઃ વાઃ વાઃ વાઃ વાઃ વાઃ વા.
આઃ હાઃ હાઃ હાઃ આઃ હાઃ હાઃ હા.

---

## પાઠ ૨૨.

બાંગડી જેવી આ ગોળ કડી,
કહોની, એ તે કોણે ઘડી?
ગોઠવીને બે અર્ધો ગોળ;
તેમાંથી કંઈ અક્ષર બોલ.
આખી અર્ધો સાથે મેલી,
ગણુત ગણો—તેથી બહુ સહેલી.

---

## પાઠ ૨૩.

મધ, સાકર ને મીઠો ગોળ,
ખાંડ, બતાસાને તું તોલ.
લવંગ, મરચાં, સૂંઠ ને મરી,
રાઈ દળીને શીશી ભરી.
આમલી, કોકમ ને સરકો,
એ ત્રણ તો માગે તડકો.
બીલમરી, કરમદાં ને કમરખ,
ખાટાં વાનાં એને પરખ.
ધીરે ધીરે કરતાં ખોળ,
બીજાં ખાટાં વાનાં બોલ.



## પાઠ ૨૪.

ચણી બોર નાના વટાણા જેવાં હોય છે.
સુરતી સુકવેલાં બોર મીઠાં લાગે છે.
તે જરા ચીમળાઈ ગએલાં હોય છે.
અમદાવાદી અથવા નાગપુરી મોટાં બોરમાંથી
લાંબો અણીદાર ઠળીઓ નીકળેછે.

## પાઠ ૨૫.

મારી ડાળીનાં નખ તો જુઓ!
તે કેવાં સફેદ ફૂલ જેવાં સાફ છે!
એવાં સફાઇદાર નખથી એનાં આંગળાં કેવાં શોભે છે!
હું પણ એવાંજ સફાઇદાર નખ હમેશાં રાખીશ.

---

## ગાયન.

મારી દીનું તારી ડાળી,
તેને માથે કસબી જાળી.
તેપર તો રૂપાંની થાળી,
તેમાં છે ફૂલોની ડાળી.
લાવ્યો જો વાડીનો માળી,
બેઉ હાથે લૈને તાલી.
હાંસે લીધાં પ્રેમે ભાળી,
મેલ્યાં મે થાળીમાં ઝાલી.

---

## પાઠ ૨૬.







આવો બહેનો મારી આગળ,
લો સફેદ ને રંગીન કાગળ;
લાંબા પહોળા સરખા ભાગો,
ચોરસ ઝોળ કાપવા લાગો.
સરખે હાથે ફેરવી વાળો,
ખડીઆ વહાણ બનાવી આલો.

## આકારો.









## પાઠ ૨૭.

આજે મારા કાકાજીનું ચીનથી કાગળ આવ્યું.
આજ કાલમાં તેવણ મુંબઈ આવવા ઉપડશે.
આજ સુધી મેં તેઓને જોયા નથી.
તેઓ ચિનાઈમુરબ્બો, ઉનાફ, લાચી વગેરે જરૂર લાવશે.

---

## પાઠ ૨૮.

આ કટકો ચપટો ને ચારે બાજુથી સરખો છે.
વળી આ ચપટો ને લંબ ચોરસ કટકો છે.
પેલો લાકડાંનો કટકો ગોળ નળાકાર છે.
આ લખોટો બધી મેરથી ગોળ છે.
દડો પણ એવોજ ગોળ છે.

---

## પાઠ ૨૯.

સફેદ સારો કાગળ કોરો,
સુખડપેનથી આકાર દોરો.
ફરતાં ગોળ મીંડાં તેપર માંડો,
સોયથી તેમાં નાકાં પાડો.
ઊનથી તેપર ભરત ભરો,
સંભાળીને હોંસે કરો.

---

## પાઠ ૩૦.

બાર પેર આપી એક દજન પાછાં લીધાં.
બાકી રહ્યાં તે પોપટને ખવાડી દીધાં.
એ હિસાબ મને સમજાવશો ?



એક ત્રાંબડીમાં બશેર દૂધ ભરાવી લેતાં આઠ પાશેરા ઓછા ભરવાની ભૂલ પડી તે કેમ સુધારશો ?



દશ ગણી તેમાંથી બેજ પાંચડા કાઢી લીધા.
બાકી રહ્યા તે ત્રણ બહેનોમાં વહેંચી દીધા.
દરેકને ભાગે શું આવ્યું ?



## પાઠ ૩૧.

આવો બહેન ક્યાંથી આવ્યાં ?
કાંઈ રૂડી વધાઈ લાવ્યાં ?
દીકરા દીકરી સાથે વહુ,
સારી પેઠે તો હશે સહુ.

ઘણે દિવસે આવ્યાં તમે,
હરખથી તમને ભેટીએ અમે.
આજ તો ઘરથીજ આવી છું,
સૌ સારીજ ખબર લાવી છું.
બચ્ચાંછોકરાં સાથે રમે,
ભણેગણે તે મુજને ગમે.

---

પાઠ ૩૨.

## મૂળાક્ષરના શબ્દોની વાકય રચના.

દ—દ્દા—દાડમ અમને આપો,
છ—છ્છા—છરી ધરીને કાપો.
ચ—ચ્ચા—ચીર કરીને ચાર,
ર—રરા—રકેબીમાં મૂકો બે વાર.
જ—જ્જા—જાંબુ મોઢામાં મૂકી,
ઠ—ઠ્ઠા—ઠળીઓ નાખો થુંકી.
જ—જ્જા—જણસો પહેરી આવો,
શ—શ્શા—શોભિતા દેખાવો.

જ—જ્જા—જવાન છે તું બહેન,
ધ—ધ્ધા—ઘરડાનું સુણ કહેણ.
ચ—ચ્ચા—ચટાઈ ભોંયે બિછાવો,
સ—સ્સા—સફાઈ નિત બતલાવો.
ચ—ચ્ચા—ચુલે પાણી ચડાવો,
ગ—ગ્ગા—ગરમ કરીને નાહવો.
પ—પ્પા—પેટ ભરીને જમો,
ન—ન્ના—નીચાં વળીને નમો.
મ—મ્મા—મલાઈ દૂધની કાઢો,
દ—દ્દા—દહીં પણ તેનું બાંધો.
મ—મ્મા—માછલાં જળમાં તરે,
બ—બ્બા—બકરાં ચારો ચરે.
પ—પ્પા—પોપટ પાંજરાં માંહે,
મ—મ્મા—મરચાંનાં બી ખાય.
ભ—ભ્ભા—ભમરડો ગોળ ફરે,
ન—ન્ના—નવલ હાથમાં ધરે.
ધ—ધ્ધા—ધૂળ પખોડી નાખો,
બ—બ્બા—બરફી બેસી ચાખો.

ખ—ખ્ખા—ખડીઓ હાથે ધરો,
સ—સ્સા—સાહી તેમાં ભરો.
ઘ—ઘ્ઘા—ઘઉં ઘંટીમાં દળો,
વ—વ્વા—વેંગણ ઘીમાં તળો.
ડ—ડ્ડા—ડગલો પહેરી જો,
સ—સ્સા—સોયમાં દોરો પો.
થ—થ્થા—થડ બાવળનું કાપો,
ઢ—ઢ્ઢા—ઢીમડું બનાવી આપો.
ટ—ટ્ટા—ટોપી હાથમાં ધરો,
ફ—ફ્ફા—ફૂલો તેપર ભરો.
ક—ક્કા—કાતર હાથે ધરી,
ત—ત્તા—તરેહ બનાવો ખરી.
ઝ—ઝ્ઝા—ઝુંમર કેવું ઝળકે,
હ—હ્હા—હીરા નીચે લટકે.

---

## પાઠ ૩૩.

સોય અને દોરો લઇ સાથે,
સીવું રૂમાલ નાના હાથે.
ડાબે હાથે પકડું સોય,
જમણે હાથે દોરો હોય.
પકડી પાછી જમણે હાથ,
ડાબે હાથે વાળું ગાંઠ.
વચલે આંગળે અંગુઠી પહેરૂં,
સીવવાનું હું શરૂ કરૂં.



## પાઠ ૩૪.

દીવાસળીથી આકાર બનાવો,
ખુરસી, ટેબલ, બનાવી શોભાવો.
પાટી ઉપર દોરો આકાર એવા,
જુઓ, સુંદર તે લાગશે કેવા!
ચાર સળીથીજ કરો તે કામ,
સુંદર ચીજોનાં આપો નામ.



# દીવાસળીના આકારો.



## પાઠ ૩૫.

મારાં ઘરમાં રોજ ચોક પૂરાયછે. મારાં માતાજી દાબડાથી ચોક પૂરેછે. મારી બહેન તો કાગળથી પૂરેછે. માસીજીને ઘર ચોક પૂરવાનાં પાટીઆં છે. અમારી પાડોશનાં હિંદુનાં ઘરનાં બૈરાંઓ હાથની ચપટીથી ચોક પૂરેછે.

---

## પાઠ ૩૬.

આંખ વડે સઘળું દેખાય.
જીભ વડે સ્વાદો પરખાય.
કાન વડે અવાજ સંભળાય.
વાળ વડે માથું શોભાય.
ગળાં વડે તો સાદ કઢાય.
મોઢાં વડેજ વાતો થાય.
ભોજન પણ તેથીજ ખવાય.
નાક વડે તો દમ લેવાય.
હાથ વડે સઘળું ઉંચકાય.
પગો વડે ચાલે સૌ જેમ,
સાપ પેટથી ચાલે તેમ.
પગ ઘુંટણમાંથી વળાય.
બેઠક પર તેથી બેસાય.

---

## ગાયન.

જો પેલી આલાંની આંખ,
તેપર તો બેઠી છે માંખ.
તેની પતલી જેવી પાંખ,
ઉડ જલદી ઉડ બેની માંખ.

---

## ગાયન.

કેવા સુંદર મુજને હાથો–દીધા છે કિરતારે નેક,
લેવા દેવા ધરવા સાથે–કરવા રૂડાં કામ અનેક.
હાથે હુન્નર શિખવાને હું–ચાલુ ખંત વધારીશ રોજ,
જે મુજને ઉપયોગી બનશે–પડશે નહિ કૈ દુઃખનો બોજ.
બે પગ કેવા નાના શોભિત–બક્ષી ટાળી સૌ જંજાળ,
જેથી હું ઉદ્યમને રૂડે–રસતે ચાલી રહીશ ખુશાલ.
બે આંખો દીધી તેણે–જોવા સારૂં સારૂં દિન રાત,
એકજ જીભ મળી છે મુજને–કરવા મીઠી મીઠી વાત.

---

## પાઠ ૩૭.



પેલાં સીકાં ઉપર શું મૂકયું છે ?

એ તો કાંઇ મિઠાઇ છે.

ઉંદર ખાય નહિ અને કીડી, મકોડા થાય નહિ, માટે તેને ઉંચે ટાંગી મૂકયું છે.

હું પણ દોરીનું સીકું ગૂંથી શકું છું.

અમો પહેલાં નિશાળે ગયાં ત્યારે કાગળને કાતર વડે કાપી તેનું સીકું બનાવતાં. તેની બનાવટ મારાં ધ્યાનમાં રહી ગઈ છે.

## પાઠ ૩૮.

મારી ટોપીનો ફેર સોળ તસુનો છે.

ગામ જઈ આવ્યાથી તમારા ચહેરામાં ઘણોજ ફેરફાર દેખાયછે.

આજ તમારી બહેન કુંવર કેમ છે?

આજ તો તેવણુને જરા ફેર પડયોછે, તોઅી ચાલવા હાલવા જતાં ફેર આવી જાયછે.

કુવાનાં અને નળનાં પાણીના સ્વાદમા ફેર લાગેછે.



## પાઠ ૩૯.



અમારા પાડોશીનું છાપરૂં ખારવાએ ચાળ્યું.
વરસાદજી આવવાના દહાડા નજદીક હોવા જોઇએ.
ઉંદર અને કાગડાઓએ નળીઆંને ઉંધાં ચત્તાં કરી નાખ્યાં હતાં.

છાપરાં ઉપરથી બે ટોપલા જેટલો કચરો નીકળ્યો.

એ કચરો પવનથી ઊડીને આવેલો હોવો જોઇએ.

હવે છાપરૂં બરાબર ગોઠવાયું.

તે અમારી બારીએથી દેખાય છે.

વરસાદનું પાણી હવે ગળશે નહિ.

ખારવા તેપર કયાંથી ચઢયા હશે વારૂ?

## પાઠ ૪૦



મરઘીને કુકડી પણ કહે છે.

તે ઊડી નહિ જાય માટે તેની પાંખ, પુછડી થોડી થોડી કાપી.

માજી, એને કેટલું દુઃખ થયું હશે વારૂ ?

દીકરી, આજે તારાં નખ લીધાં અને તને જેટલું દુઃખ થયું તેટલુંજ તેને પણ થાય.

નખ લેવાડતાં મને તો કાંઇજ લાગ્યું નહિ.

મેંઢાના વાળ અને પક્ષીનાં પીછાં કાપતાં પણ એમજ થતું હશે?

મારા વાળ ડૅાકતરે કપાવ્યા તે વખતે મને કાંઇજ માલમ પડયું નહોતું, પણ મારાં શરીરના કોઇ ભાગ ઉપર કાપ મૂકતાં મને ઘણુંજ દુઃખ થાય.

---

## ગાયન.

તમે રમો રમો પીલાં પ્યારાં;
નીજ માત કને વ્હાલાં મારાં—તમે.
માતાની પાંખોમાં પેસો,
પીઠે પણ ઉડીને બેસો,
લાવી છું દાણા તે લેશો,
કંઈ મુજને ગમ્મત તો દેશો,
કેવાં છો સારાં;
ચાંચે તે ચંચરી ખાવો,

ચું ચું કરતાં ચુંટો જાઓ,
વહેલાં વહેલાં મોટાં થાઓ,
મારી સાથે રમવા આવો,
ના ફરતાં ન્યારાં—તમે.



